ડિટેક્ટિવ નવલકથા-સિરીઝ ૩ જી.

हमारी मैयत पे तुम जो आना,
तो चार आंसु बहाके जाना.
रहे जरा पास आबरूभी,
कभी हमारी हसी न करना. (२५ मुं पेज.)

# અલીબાબા અને ચાલીસ ચોર.

પ્રયોજક અને પ્રકાશક,
ગોર અંબાલાલ છગનલાલ ભ્હેરા.
શીકા—(સ્ટેટ-ઈડર) મહિકાંઠા.

માબ્દ ૧૯૭૮. પ્રત ૧૦૦૦. ખ્રિસ્તાબ્દ ૧૯૨૨.



કીમત— ગ્રાહકો માટે ત્રણ આના.
છૂટક નકલના ચાર આના.

# વિનંતિ પત્ર.



ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કાંઇ વાતનો પ્રતિબંધ નથી. આ સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્તનમાં કંઇક સદ્ભાવ ઉત્પન્ન કરવો.

સુહૃદ ગૃહસ્થો—હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વે વિદિત છે. તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર ઉદાર ગ્રહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે. મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજજ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ. એ દરેક બંધુઓને અજ્ઞાત્ નહિ હોય, છતાં આ સીરીઝ સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચુ છું. તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મુળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ જીજ્ઞાસા દર્શિવૃત્ત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઇ—અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

સંવત ૧૯૭૮.
રામનવમી.
અમદાવાદ.

આપનો સ્નેહાધીન,
ગોર અંબાલાલ છગનલાલ.
વડાગામ–(મહિ'

( અરેબિયનનાઇટ્સનું એક દૃશ્ય. )

# "અલીબાબા અને ચાલીસ ચોર."



ફારસી દેશમાં બે ભાઇ હતા. એકનું નામ કાસમ અને બીજાનું નામ અલીબાબા હતું. જ્યારે તેઓનો બાપ મરી ગયો ત્યારે તે બન્નેના ઉપર મોટી વિપત્તિ આવી પડી. બાપની પાસે કાંઇ વધારે માલ પણ નહોતો. કે તે કાંઇ મોટો ધનવાન નહોતો. બન્ને ભાઇઓએ રૂપિયા વહેંચી લીધા કાસમે પોતાના રૂપિયાથી એક ધનવાનની દીકરી સાથે લગ્ન કર્યું અને એક મોટી દુકાન ખોલી–અલીબાબાએ પોતાના રૂપિયાથી એક ગરીબની દીકરી સાથે વિવાહ કર્યો. અલીબાબા ગધેડાંને લઇને રોજ સવારમાં વહેલા પહાડ પર જતો અને લાકડાં કાપી ગધેડાં ઉપર લાદીને શહેરમાં વેચતો ખાતો.

કાસમે ઘણા દિવસો સુધી અમીરજાદીની સાથે ખૂબ ખ પીધો. ને છેવટે ખુશ ખુશ થઇને તેની જોડે રહેવા લાગ્યો. કાવ્યમાં કહ્યું છે કે:—

---

ગુલછેરે ઉડે યહી–દોલતકા મજા હૈ,
હાથ આતેહી જો માલ ઉડ જાય વહ માલ અ:

એવીજ રીતે કાસમના હાથમાં જે માલ આવ્યો. તેનું પુછવુંજ શું. હાલ મોટો દુકાનદાર શહેરમાં એજ જણાય છે.

નિયમાનુસાર એક દિવસે અલીબાબા જંગલમાં લાકડાં કાપતો હતો સામે કંઇક ધૂળ ઉડતી જણાઇ. એ પછી પવને એક ઝાપટ મારી તો વંટોળીયો દુર થઇ ગયો અને સાફ જણાવવા લાગ્યું. તો કોઇક સ્વારો ચાલ્યા આવે છે. તેઓની દાડી બાંધેલી હતી અને હાથમાં ભાલા હતા. ને કપડાઓ ઉપર લોહીના ફુવારા છંટાઇ રહ્યા હતા. સીકલ જોતાંજ અલીબાબા ઓળખી ગયો કે તે લોક ચોરો છે. મનમાં કહેવા લાગ્યો કે આ તો ખરાબ રીતે ફસી ગયા નાસો કે કયાંઇ છુપી જાઓ નહી તો એ દુષ્ટો ઘણું દુઃખ આપશે અથવા તો મારી નાખશે.

અલીબાબાએ આવા તર્હો તર્હોના વિચાર કર્યો—પણ કોઇ રસ્તો ન જણાયો અને લાચાર થઇને એક ઝાડપર ચડી ગયો અને પાંદડાંના વચમાં છુપાઇ રહ્યો. જ્યારે ઘોડાઓ નજીક આવ્યા. તો ગધેડાં પણ એક બાજુએ થઇ ગયાં.

ચાલીસ સ્વારોનો સરદાર એ ઝાડની નીચે ઉભો રહ્યો. કે જેના લીબાબા બેઠો હતો. સરદાર ઘોડા ઉપરથી ઉતરી પડયો. તેના સોબતી પણ ઉતરી પડયા અને ઘોડાઓ ઉપર ને તેઓ એક મેક પોતપોતાના હાથે ઉતારવા લાગ્યા. થ્થરની તરફ ચાલ્યો અને સર્વ લોકો તેની પાછળ ામાં ઉતરીને તે ચોર લોકો દરવાજાની પાસે ઉભા સરદારે કહ્યું—ખુલ સમ—સમ !

દરવાજો ઉઘડી ગયો અને સર્વે ચોરો તેમાં ચાલ્યા ગયા. લૂટનો માલ અંદર મૂકીને તે લોક પાછા બહાર નીકળ્યા. સરદારે કહ્યું:—**બંધ થા સમ-સમ !**

એ લોક ઘોડા ઉપર સ્વાર થઈને જ્યાંથી આવ્યા હતા તે તરફ નીકળી પડ્યા અને જોતજોતામાં અદ્રષ્ય થઈ ગયા.

અલીબાબા ઝાડપર બેઠા બેઠા આ સર્વ બીના જોઈ રહ્યો હતો, તે ઉતરીને દરવાજાની પાસે આવ્યો અને કહ્યું:—**ખુલ સમ-સમ ?**

દરવાજો ખુલી ગયો અને અલીબાબા આવીં તહીં જોઈને અંદર ગયો તો અલીબાબાએ જોયું કે મકાન ઘણુંજ સરસ છે અને અદ્ભુત છે અશરફિયો-રૂપિયાથી તમામ કોટડીઓ ભરી હતી અને જાત જાતના પહેરવેશના ઢગલા પડ્યા હતા. તેણે એક પેટી તોડી અને માંહેથી અશર્ફિઓ બહાર કાઢી બાંધીને પોટલી બગલમાં મારીને બહાર આવીને કહ્યું:—**બંધ થઈ જા સમ-સમ !**

તરત દરવાજો પહેલાંની પેઠે બંધ થઈ ગયો. અલીબાબા પોતાના ગધેડાને શોધી લાવ્યો અને તેઓ ઉપર અશરફીઓ લાદી અને તે ઉપર લાકડાં ગોઠવી દીધાં અને ઘર તરફ ચાલ્યો-અલીબાબા દરવાજા પર જઈને ગધેડાને ઘરની અંદર હાંકી ગયો. લાકડાં એક તરફ ફેંકી દીધાં અને અશરફીઓ પોતાની સ્ત્રીને આપી. સ્ત્રી અશરફીઓ જોઈને ઘણુંજ હર્ષથી ફુલાઇ ગઇ અને પૂછ્યું—આ સર્વ ક્યાંથી લાવ્યા ?

અલીબાબાએ કહ્યું:—આ એક છાની વાત છે કોઈને કહેવી

નહી. આ બાબતે હું કોઇ વખત ખુલાસાબંધ વાત કરીશ ત્હારાથી કોઇ વાત છાની રાખીશ નહીં.

સ્ત્રી સમજી ગઇ-કેમ ન સમજે ? જે કાંઇ અશરફીઓ આગળ હતી તે ગણવા લાગી. અલીબાબાએ કહ્યું-ક્યાં સુધી ગણ્યાં કરીશ ? ત્રાજવાથી તોલી અને ખાડો ગોડો અને તેમાં દાટી દ્યો.

કાસમનું ઘર નજીકમાંજ હતું. તે ત્યાં ગઇ અને કાસમની સ્ત્રી પાસે ત્રાજવા માગ્યાં-કાસમની સ્ત્રી ઘણીજ ચાલાક હતી. તેણીએ ત્રાજવામાં ચર્બી લગાડી દીધી કારણ કે જે કાંઇ તોળવામાં આવે તે અંદર ચોંટી આવે.

ઠીક-હવે અલીબાબાની સ્ત્રીએ અશરફીઓ તોળી અને જમીનમાં દાટી દીધા અને ત્રાજવાં પાછાં આપી આવી. કાસમની સ્ત્રીએ જોયું-તો તેમાં એક અશરફિ ચીપટાઇ આવી હતી-જ્યારે તેનો ધણી કાસમ ઘેર આવ્યો ત્યારે તેણીએ કહ્યું-તમે અલીબાબાને કાંઇ રકમ બતાવી છે ?

કાસમ—ઠીક પણ તે કાંઇ મોટો ધનવાન છે ? અને તેનો બાપ પણ કાંઇ ધનવાન હતો ! કે તે થશે ?

સ્ત્રી—એ હું કહી શકતી નથી, ઠીક પણ થોડી વાર પહેલાં તેની સ્ત્રી આવી હતી અને મ્હારી પાસેથી ત્રાજવાં લઇ ગઇ મેં તેમાં જુક્તિથી ચર્બી લગાડી દીધી હતી. કે જે કાંઇ તોલવામાં આવે તે ચીપટી આવે. જ્યારે તે પાછાં આપી ગઇ તો-જુઓ તેમાં આ અશર્ફિ ચોંટી આવી. એથી સારી રીતે ખબર પડે છે કે અશર્ફિઓ તોળવામાં આવી છે.

કાસમ—હા-નિઃસંદેહ આ અશર્ફિ છે. જરૂર હું ત્હેનો પત્તો મેળવીશ.

કાસમને સંતોષ ન થયો. તે અલીબાબાની પાસે ગયો ને કહ્યું. સાચેસાચું બતાવ કે આ અશર્ફિઓ ક્યાંથી લાવ્યો ? અને તે ક્યાંથી તને મળી ? અશર્ફિ બતાવી તો તાજવામાં એક અશર્ફિ લાગી હતી, કાસમે ધમકાવીને કહ્યું-જો તું નહી બતાવે તો શહેરમાં હું ફજેત કરીશ અને તને પકડાવીશ તો ત્હારૂં ઘર લૂટાવી દેશે ને કાંઇ પણ દયા મનમાં નહીં લાવું:—

અલીબાબાએ કહ્યું—શું કહું ? કાંઇ કહેવાતું નથી ને કહ્યા વગર ચાલતું પણ નથી.

અલીબાબાએ સર્વ વાત કહી સંભળાવી અને તેને તે ભોંયરાનો પત્તો પણ બતાવી દીધો.

સ્હવાર થઈ; કાસમ પણ નિંદ્રામાંથી ઉઠ્યો. પણ કાસમને ચેન ન પડ્યું-જંગલમાં જઇને તપાસ કરતાં તે ભોંયરામાં પહોંચ્યો અને કહ્યું-ખુલ સમ-સમ ?

દરવાજો ઉઘડી ગયો:-અશર્ફિયોના ઢગલા જોઇને તેના મોંમાં પાણી ભરાઇ આવ્યું:-દર્વાજો બંધ થઇ ગયો અને કાસમે ખૂબ અશર્ફિયો લીધી, અને પાછો દરવાજા પાસે આવ્યો. અશર્ફિયો મળતાં ત્યાં તે ચક્રમ થઇ ગયો ને ભુલાઇ ગયો. "સમસમ" ને "સમાસમ" કહીને તે દરવાજો ઉઘાડવા લાગ્યો. ઠીક; જાદુનો દરવાજો સમાસમ કહેવાથી કેમ ઉઘડે !

તેનું મૃત્યુ તૈયાર હતું. અર્થાત, ચોરોનું દળ પણ આવી પહોંચ્યું હતું સરદારે કહ્યું: ખુલ સમસમ ? દરવાજો ઉઘડી ગયો. દરવાજો ઉઘાડવાની સાથે કાસમ નીકળીને નાઠો, પણ પકડાઇ ગયો. એકે આગળ આવીને તેના બે ટુકડા કરી દીધા, અને બીજાએ તેના ચાર કરી દીધા. ચોરોને દયા શાની હોય વારૂ ? ચોરો અને તેઓનો સરદાર જોઇને બહુ ગભરાયા. અંદર જઇને પોતાનો માલ જોયો તો સર્વ મોજૂદ હતો, સરદારે કહ્યું:—મીત્રો, આ તો મોટા આશ્ચર્યની વાત છે. ઠીક ને આદમીને દરવાજો ખોલવાનું નામ યાદ હતું તો અંદર કેમ બેશી રહ્યો !

તેવીજ રીતે સર્વે અંદર અંદર મસલત કરી અને છેવટે ચાર જણાએ મળી વિચાર કર્યો છે, તે ચારે બાજુએ ચાર દરવાજાપર લટકાવી દેવા કે જેથી કોઇ પણ ભયના કારણથી આ તરફ નહીં આવે. જે આવશે તે મૃતદેહને જોઇને તેવુંજ ફલ સમજીને એકદમ નાસી જશે એ પછી એ લોક સર્વ રવાના થઇ ગયા.

અહીં કાસમની સ્ત્રી બેઠી કાસમની રાહ જોઇ રહી હતી જ્યારે ગંભા સમય થયો ત્યારે તે રોતીરોતી અલીબાબાને ઘેર ગઇ, અને કહ્યું: કે હું અત્યાર સુધી બેઠી બેઠી તમારા ભાઇની રાહ જોતી હતી, પણ તે કેમ નહીં આવ્યા ? ન માલુમ કે ઇશ્વર શું તેઓના ઉપર આફત આવી પડી ? હાય, હું લુટાઇ ગઇ. પતિથી જુદાઇ થઇ. એમ રડવા લાગી.

અલીબાબાએ તેને ધીરજ આપીને કહ્યું:—ભાભી ! એ બુદ્ધિમાન માણસ છે. અવશ્ય તે કોઇ કાંઇ આવશ્યકતાથી રહી ગયા હશે.

રાત તો જેમ તેમ પૂરી કરી, ને સ્હવારમાં તે પાછી આવી

અને મનમાં ધીરજ ન રહી અને કહ્યું: ભાઈ અલીબાબા ! લાલચનું કામ ઘણું ખરાબ છે, તેમાં જીવનો ભય રહે છે, માટે તેની કંઈ તપાસ કરો.

અલીબાબા બે ચાર ગધેડાંને લઈને તે પહાડપર ગયો. જ્યારે તે ઝાડની પાસે આવ્યો ત્યારે તેની આસપાસ લોહીના નિશાન જણાયાં અને મનમાં વિચાર કર્યો કે-પ્રભુ ખબર નથી. શુકન ખરાબ છે. દરવાજાની પાસે આવ્યો તો મૃતદેહને ટાંગેલો જોઈ. સમસમના નામથી દરવાજો ખોલ્યો, અને બે ચાર થેલીઓ અશર્ફિની બહાર કાઢી લાવ્યો. થેલીઓને ગધેડાં ઉપર લાદીને લાકડાંમાં છુપાવી, અને પછી મૃતદેહને પણ ગધેડા ઉપર નાખીને લાકડાંમાં છુપાવી અને પછી મકાનની તરફ ચાલ્યો. રસ્તામાં તેને કોઈએ ટોક્યો નહિ. અશર્ફિઓવાળાં ગધેડાંને પોતાના ઘર તરફ હાંકી મુક્યાં અને મૃતદેહવાળાં ગધેડાંને લઈને કાસમને ઘેર આવ્યો.

મરજીના નામની કાસમની દાસી ઘણીજ ધૂર્ત હતી. તેને બોલાવીને અલીબાબાએ કહ્યું: આમાં તારા શેઠની મૃતદેહ છે. ઉતારીને દફન (દાટવા) ની તૈયારી કર. હું પણ મારી સ્ત્રીને ખબર આપીને મેદનીમાં સામેલ થાઉં છું

અર્ધી રાત રોવા કૂટવામાં વિતી ગઈ એટલામાં મર્જીના ઉઠીને મુસ્તફા નામના દરજીને ઘેર ગઈ. ત્યાં મુસ્તફા કફન સીવ્યા કરતો હતો. જઈને મર્જીનાએ મુસ્તફાના હાથમાં એક અશર્ફી મુકી ને કહ્યું કે, મ્હારી સાથે ચાલ. મારે કફન સિવડાવવાનું છે પણ શરત એવી છે કે ત્હારી આંખોપર પાટા બાંધીને લઈ જાઉં.

દરજીએ ઇન્કાર કર્યો પણ મર્જીનાએ બીજી અશર્ફી ...

મૂકી અને મર્જીનાએ વિનંતિ કરી કે એમાં ત્હને શું નુકશાન છે? આ જોડમાંજ મકાન છે. દરજી લાલચમાં ફસાયો, ને રાજી થઇ ગયો. મર્જીનાએ પોતાની ચાદર ઉતારીને તેની આંખોપર લપેટી. હાથ પકડીને પોતાને ઘેર લાવી અને એક અંધારી ઓરડીમાં લઇ ગઇ. લાસના ટુકડાઓને બરાબર એક સરખા કરી દીધા અને મુસ્તફાની આંખો ખોલીને બે મશાલો સળગાવીને કહ્યું કે આનું કફન જલદી તૈયાર કર અને એક અશર્ફિ ત્હને વધારે આપીશ. દરજીએ લાસના માપનું કફન તૈયાર કર્યું અને મર્જીનાએ ત્રીજી અશર્ફી આપીને તેની આંખોપર તેજ પાટા બાંધી દીધા ને દરવાજા સુધી જઇને પહોંચાડી આવી અને મર્જીના અલીબાબાને ઘેર ગઇ. અલીબાબાને સાથે લઇને લાસ ઉપાડીને એક જુદી કબરસ્તાનમાં લઇ જઇને એક બાજુએ છુપાવી દીધી.

કહે કયા ખાક જબ ખાજે પાયા,
ગરેઆંને કફન તક ચાક પાયા.

એમ અલીબાબા ચાલીસ દિવસ સુધી ભાઇનો શોક કરતો રહ્યો. ઘરથી બ્હાર નિકળતો નહોતો. ચાલીસ દિવસ પછી કાસમની સ્ત્રિ જોડે લગ્ન કર્યું. અલીબાબાનો દીકરો વેપારમાં હોંશિયાર હતો. તેને તેણે કાસમની દુકાન ઉપર મુકી દીધો. ભાગ્યથી અલીબાબા ભાઇની મિલ્કતનો પણ માલીક થયો.

સુખપૂર્વક દિવસ જવા લાગ્યા. અલીબાબા પહેલાં જેવો અલીબાબા નથી પણ તે હાલ પૈસાદાર અમીર થઇ ગયો છે. સર્વ લોક તેને એક ધનવાન અને મોટા વેપારીના જેટલો આદર સત્કાર કરે છે.

હવે ચાલીસ ઠગોનું વર્ણન કરીયે.

# ભાગ ૨ જો.

૯-૭૯-૧

એક દિવસ નિયમાનુસાર તે સર્વે ખજાનાની તપાસ માટે આવ્યા તો કાસમની મૃતદેહને ત્યાં ન જોઇ. તેથી, એકમેક વિચાર કરવા લાગ્યા કે અવસ્ય કોઇ આ મૃતદેહને લઇ ગયો અને જો બીજી વાર આવશે તો ખજાનો પણ લઇ જશે. પછી આપણ સર્વે હાથ ઘસતા રહીશું અને આપણી મિલ્કત એ રીતે ખરાબ થઇ જશે.

સોનેકા બાગ લગાવેંગે હમ;
ફૂલ ખાવેંગે ફૂલ ખીલ.વેંગે હમ.-

જે ખરો હોય તે આ ચતુર શહેરમાં જાય અને રખડી રઝળીને ત્હેનો પત્તો લગાડે પહેલાં એજ ખબર લેવી જોઇયે કે આજકાલ કોણ શહેરમાં મરી ગયું છે ? ત્હેનું મકાન જોઇ આવવું. એ સિવાય બીજી કોઇ પણ રીતે લાસને લઇ જવાવાળાનો પત્તો લાગશે નહીં.

ત્હેમાંનો એક ચોર પોતાની ચાલાકીમાં પોતાના બરાબર કોઇ નથી એમ સમજતો અને તે આડે ગાંઠે પુરો હતો, કે જેને આપણે ખરો ઠગ કહીએ છીએ. ત્હેણે આ કામનું બીડું ઝડપ્યું. અને કહ્યું કે- હું તેનો પત્તો લગાડીશ. હું મારો જાન આપીને પણ પત્તો લગાડીશ. કે છેવટે મારૂં માથું પણ ખોઇશ.

યા સાથ તેરે સોવેંગે, યા કબ્રમે જા કર
મદફૂન મીલેગા જો તેરા ઘર ન મીલેગા-

જો આમાં સફળતા ન મેળવું તો મીત્રોને મારૂં મુખ બતાવું નહી. અને જો હું પત્તો ન લગાડું તો તમો ભાઇઓની પાસે મારે ન આવવું.

પ્રિય વાંચક ! સાંજ ગઇ ને પાછું સવાર થયું.

મુશ્કીલસે શુ બહેકી જો મુશ્કીલ આયાં હુઈ
તો મર્દ યે હી જાય સે જુરમત ખિલાં હુઇ.

રાત્રે તે ચોર ગુપ્ત રીતે શહેરમાં સવારના પહોરમાં બજારમાં પહોંચ્યો. તો સૌના દરવાજા બંધ હતા. આખા બજારમાં ફકત મુસ્તફા દરજીની દુકાન ખુલ્લી હતી. તે કફન શીવી રહ્યો હતો. તે ચોર તેની પાસે ગયો. ચોરે પહેલાં તો સલામ કરી, પછી કંઇક વિનય પૂર્વક બોલ્યો કે તમે શાનો ધંધો કરો છો ને એમજ જીવન વ્યતિત કરો છો ? બોલવામાં પુરા છો પણ કામમાં એકદમ ઠંડા.

દરજીએ જવાબ વાળ્યો– ફાયદા વગરની વાત કરો છો. કમ-બખ્ત મેં તે દિવસે આંખે પાટા બાંધીને એક માણસનું કફન શિવ્યું હતું. શું કોઇ જુવાન એવું કામ કરી શકે છે ?

દરજીની વાત સાંભળી ઠગે મનમાં વિચાર કર્યો કે હવે પત્તો લાગી જશે ને જરૂર તે મ્હારા હાથમાં આવશે. એક અશરફી મોહોરને તે દરજીના હાથમાં આપીને કહ્યું કે–હું બીજું કાંઇ નથી માગતો. પણ ફકત મને તે આદમીનો દરવાજો બતાવો, કે જેનું તમે કફન બનાવ્યું હતું.

પહેલાં તો મુસ્તફાએ ઇનકાર કર્યો. પણ કાંઇ લાલચ જેવી તેવી છે ! મહાજ પરિશ્રમથી એક અશરફી મેળવી તો દરજીની

જ્યાનમાં લાર ટપકી આવી અને મરજીનાએ ઘેરથી નીકળતાં જે દરવાજા પર આંખનો પાટા છોડયો હતો તે દરવાજા સુધી લાવીને બતાવ્યું કે આ ઘરમાંની સ્ત્રીએ મારી આંખોના પાટા છોડયા હતા.

ચોરે મનમાં ધાર્યું કે ઠીક, ઘરનો પત્તા ન મળ્યો તો મ્હોલ્લાનો તો પત્તો મળ્યો ! પછી મુસ્તફાએ જે દરવાજો બતાવ્યો હતો ત્યાં જઇ દરવાજા ઉપર ઉભા રહીને ચોરે ખડીનું નીશાન કર્યું. અને રાત્રે ને રાત્રેજ પોતાની મંડળીમાં આવી સામેલ થયો. અને કહ્યું કે-જનાબ સરદાર! મેં ત્યાં ખડીનું નીશાન કર્યું છે અને પૂરે પૂરો પત્તો લગાડયો છે.

ધુર્ત શિરોમણી મર્જીના કંઇ કામને માટે બહાર ગઇ હતી. ત્યાંથી પાછી ફરી તો દરવાજા પર સંકેત સંકેત લીટી દેખાઇ મર્જીના ધુર્તશીરોમણી હતી. ઝટ લઇને તે સમજી ગઇ કે આ કોઇ શત્રુનું કામ છે અને આ દરવાજાનો પત્તો લગાડીને નિશાન બનાવ્યું છે. તેણીએ પણ ખડી લઇને તમામ મહોલ્લાની ભીંતો પર એવુંજ નિશાન બનાવ્યું અને ઘરમાં આવીને બેઠી. બાબાને પણ મર્જીનાએ કંઇ ન કહ્યું

બીજે દીવસે ચોરોનો સરદાર ચોરોને લઇને શહેરમાં આવ્યો. જાસુસ ચોર વહેલાં આવીને નિશાન બનાવી ગયો હતો. સરદારને તે મહોલ્લામાં લઇ આવ્યો અને ધ્યાન લગાડીને જેયું તો તમામ ઘરને એજ પ્રમાણેનાં ચિહ્ન જેયાં. લાચાર, તે પછી તે સર્વે ત્યાંથી પાછા ગયા. અને જંગલ તરફ રવાના થયા. સમ સમ વાળા જંગલમાં જઇ અને બેઠા કે એક બીજા ચોરે કહ્યું કે-જનાબ સરદાર, હું જાઉં છું અને જીવતો રહીશ તો સારો પત્તો લગાડી દઇશ.

સરદારે ત્હેને થોડીક અશર્ફીઓ આપી અને વિદાય કર્યો. તે

ફરતો ફરતો મુસ્તફા દરજીને ઘેર આવ્યો અને કંઇક અશર્ફીઓ આપી તેને લલચાવ્યો. અને તેને પણ દરજીએ તેજ ઘર બતાલ્યું કે જ્યાં મર્જીનાએ પાટા છોડયા હતા. ચોરે ખુશી ખુશી થઇને તેના પર લાલ ચિહ્ન કર્યું અને પોતાના મોટા સરદારની પાસે આવીને સર્વ વાત કહી કે સરકાર ! મેં એ દરવાજાનો પતો લગાડયો છે અને તેના ઉપર મોટાં ચિહ્નો બનાવ્યાં છે. કે જો કોઇ માણસ એ ચિન્હોને બગાડશે તો સેવક આપની સામે મોં બતાવશે નહિજ.

હવે અહિંની વાત સાંભળો કે—એ ચિન્હ મર્જીનાની નજર વેગળુ થયું નહીજ. તેણીયે તરત એજ રંગથી તમામ મકાનો ઉપર પોતાના ઘરની માફકજ ચિન્હો બનાવી દીધાં. અને તે બીબીની પાસે જઇને બેઠી

બીજે દીવસે સરદાર જ્યારે પોતાનો કાફલો લઇને ત્યાં આવ્યો ત્યારે સર્વ મકાનો ઉપર તેજ લાલ ચિન્હ નજરે પડયું જોઇને ગભરાયો. સમજ્યો કે શત્રુ બુદ્ધિમાન છે સમજીને મનમાં ઘણોજ ખુશી થયો અને છેવટે દીલગીર થઇને પોતાની જગા પર આવીને બેઠો. લાલ ચિન્હ બનાવનારા પણ એટલો બધો ગુસ્સે થયો કે તેને પોતાની પંક્તિમાંથી દુર કરી દીધો. સરદાર મનમાં કહેવા લાગ્યો કે હવે આ મંડળીમાં કોઇ ભરોંસાદાર નથી. હવે આને માટે ઉપાય એવો છે કે હું જાતે જઇને કમર કસીને શત્રુને મારા હાથમાં ફસાવું.

એવો વિચાર કરીને જાતેજ એકલો સરદાર શહેરમાં આવ્યો અને મુસ્તફાને અશર્ફીઓ આપી લલચાવીને તે મકાનની સામે આવ્યો કે જેમાં મર્જીના અલીબાબા વિગેરે રહેતાં હતાં. સરદારે મકાનનો નકશો પુરી રીતે ધ્યાનમાં લીધો અને તાકીદે પોતાની મંડળીમાં સામેલ થયો. અને કહ્યું કે ચોર સરદાર ! હું એ મકાનનો પતો

મેળવી આવ્યો છું. સારી રીતે શત્રુનુ મકાન ઓળખી આવ્યો છું. ઇશ્વરનાં ભરૂસાથી સર્વે લોકો મારી સાથે ચાલો. શત્રુને હવે જીવતો રાખવાનો નથી કે મારી નજર આગળ તે છુપાઇ રહેવાનો નથી. તમારામાંથી એક આદમી જઇને તેલ ભરવાનાં કુલ્લાં ખરીદી લાવો. કે એકમાં તેલ અને એકમાં તમે એક એક માણસ બેસો અને સર્વ કુલ્લા ગધેડાંના ઉપર લાદો અને હું તેલ વેચવાવાળો સોદાગર બનીને ચાલીશ. રાત્રે હું તે દુશ્મનને ત્યાં ઉતરવાની કોશેશ કરીશ. અને ત્યાં જ્યારે મડધી રાત થઇ જાય ત્યારે આપણુ સર્વે લોકો નીકળીને શત્રુનું કામ પુરૂં કરીશું. અનેનાશી છુટવાની પણ યુક્તિ કરીશું.

દિવસે આ વાતનો ઠરાવ કર્યો. હવે રાત્રે જ્યારે અલીબાબા ભોજન કરીને દરવાજામાં ફરતો હતો ત્યારે સર્વ ચોરો કુલ્લાં ભરેલાં ગધેડાં સહિત ત્યાં આવી પહોંચ્યા. ચોરોના સરદારે અલીબાબાને નિચા નમીને સલામ કરી કહ્યું કે, હું ગરીબ મુસાફર છું અને જોડેના કસ્બામાં રોજ તેલ વેચીને ઘેર જાઊં છું. પણ આજે અહીંયાં રાત પડી ગઇ ને હેરાન છું. આપ આપના ઘેર આજની રાત મારો મુકામ કરી આપો તો હું આપનો આભાર માનીશ ને સ્હવારમાં તો ચાલ્યો જઇશ.

અલીબાબા દયાળુ આદમી હતો. તેણે નોકરને બોલાવીને કહ્યું કે દીવાનખાનામાં ખચ્ચરોને લઇ જઇને કુલ્લાં ઉતારો, અને ખચ્ચ-રોને માટે ઘાસ દાણાની પેરવાઇ કરો. મરજીનાને કહ્યું કે, મેમાન આવ્યા છે તેમને માટે ઉત્તમ સ્વાદિષ્ટ ભોજન બનાવો.

સરદારે (ચોરે) ભોજન કરવાની અરૂચી જાહેર કરી અને કહ્યું કે હું ખાઇને આવ્યો છું સુઇ રહેવાની જગા શોધું છું.

મરજીનાએ પલંગ બીછાવી દીધા. અને સરદારને લઇ જઇને તે ઉપર સુવાડી દીધો. અલીબાબા પણ સુવાને ચાલ્યો ગયો. અલીબાબા આખા દિવસથી થાકેલો અચેત થઇને સુઇ ગયો. ચોર સરદારે મરજીનાને ઝટપટ જઇનેસુવાને કહ્યું અને પોતે પણ બનાવટી ઉંઘથી સુઇ ગયો.

મરજીનાને ઊંઘ ન આવી અને તે દીવાનખાનાની જોડની કોટડીમાં બિછાનુ કરીને જાગતી સુઈ રહી. સરદાર અડધી રાત્રે કુલ્લાની પાસે ગયો અને ધીરે રહીને તે લોકોને બોલાવ્યા અને કહ્યું કે હું ચાર પાંચ ઘડી પછી આવીશ અને કતલ કરવાનો સંકેત કરીશ જુઓ સુઇ ન જવું અને આ વખત હાથથી જવા ન દેવો.

સર્વેએ જવાબ આપ્યો—અમને આજે ઉંઘ ક્યાંથી ! આપ જાઓ અને આરામથી સુઇ જાઓ. બે ઘડી આરામ કરો. પછી તેની કતલનો વિચાર કરજો.

સંયોગવશ મર્જીના પોતાના મકાનમાં જાગતી સુઇ રહી હતી. તેણીએ સર્વ વાત સાંભળી કારણકે તે બુદ્ધિમાન દાસી હતી. જલદી સમજી ગઇ કે તે સર્વે ચોર છે.તેણીએ મનમાં વિચાર કર્યો કે જોઉ તો ખરી કે બધાં કુલ્લાંમાં તેલ છે કે સર્વેમાં ચોરોને ભરેલા છે ! એમ વિચાર કરીને તે કુલ્લાંની પાસે ગઇ. સર્વે કુલ્લાંની તપાસ કરી આવી. તો એક કુલ્લામાં તેલ ભરેલું જોયું અને બીજામાં ચોર હતા. તેણીએ ઝટપટ જઇને દેવતા સળગાવ્યો અને એક કઢાઈ લાવીને તેમાં તેલ ભરીને તે કઢાઇ દેવતા ઉપર મૂકી દીધી. જ્યારે તેલ ગરમ કકડ થવા લાગ્યું ત્યારે સાંડસીથી તે કડાઇ પકડી રાખીને એકએક

કુલ્લાનાં મોઢામાં ગરમ ગરમ તેલ રેડયું, કે જે દરેકમાં શ્વાસ લેવાને ચોર મોઢુ ફાડી રહ્યા હતા. ગરમ તેલ પડતાંજ ચોર મોઢાથી કાંઇ પણ અવાજ ન બોલે ને તેનો દમ સુકાઇ જતો; વખતે કોઇ જરા બૂમ પાડતો તો મર્જીના ધીરે સ્વરથી કહેતી કેઃ જરાવાર સબૂર કરો, વળી એ કડાઇમાંના તેલથી બીજાનો જાન લેતી. એમ એક એક કરીને મર્જીનાએ સર્વેને મારી નાખ્યા. યમલોકમાં રવાના કર્યા ત્યારે તેના જીવમાં જીવ આવ્યો. તરત ખાટલાપર આવીને મીઠી નિદ્રામાં સુઇ ગઇ. જ્યારે એક પહોર રાત્રી બાકી રહી ત્યારે સરદાર કુલ્લાની પાસે આવ્યો ત્યારે સર્વેને તેમાંથી બોલાવ્યા. તો કોઇએ જવાબ આપ્યો નહીં. સરદારે મનમાં ને મનમાં કહ્યું.

---

# ભાગ ત્રીજો.

કહારી નિંદ આ ગઇ ભલાકી મુસાફિરાને રહે અદમકો
કુચ ઐસે સોયે હૈસોને વાલેકી જાગતહીં શ્રતકકસ મહે.

ઝણુઝણુાઇને સરદારે કુલ્લાનું મોઢું ખોલ્યું, તો કુલ્લામાંથી ચરબીની ગંધ નીકળી આવી. સરદાર મનમાં ગભરાયો, અને જ્યારે તેને નીકળી જવાનો કોઇ પણ માર્ગ જણાયો નહી તો બાગની ભીંત કૂદી પડીને નશીબને પોકારતો જીવ લઇને નાઠો.

સવારે જ્યારે અલીબાબા ઊઠયો ત્યારે કાંઇક કામોથી અવકાશ મેળવીને દીવાનખાનામાં નમાજ પઢવાને માટે આવ્યો. તો ખચ્ચરોને બહાર બાંધેલાં દીઠાં અને મર્જીનાને જોઇને પૂછ્યું કે મર્જીના ! આ શું. તેલવાળો સોદાગર હજુ સુધી આ કુલ્લાં લઇ ગયો નથી ? અને તે પોતે એકલો ચાલ્યો ગયો ?

મર્જીનાએ કહ્યું:—આપ કુલ્લાંમાં જુઓ કે; અંદર શું છે ?

અલીબાબા કુલ્લાંની પાસે ગયો અને દરેક કુલ્લામાં જોયું તો મૃત મનુષ્યની દેહ ફુલી ગયેલી અને વાસ મારતી જણાઇ અને તે ગભરાયો—ઘણો અચંબો પામીને મર્જીનાને પૂછ્યું કે મારા શિરની સોગન સાચેસાચી વાત કહે કે આનો ભેદ શું છે ?

મરજીનાએ કહ્યું કે: આપ કાંઇ બીજું ન સમજ્યા ? મનમાં શાન્તિ રાખો. જેને ઇશ્વર બચાવવાવાળો હોય તેને કોઇ મારી શકતું નથી. જલ્દી ગુલામોને બોલાવો અને આ બાગમાં મોટો ખાડો

ખોદાવો કે જેમાં આ સર્વે કુલ્લાં સમાઇ જાય બહાર એક પણ ન રહે. જ્યારે આ કામથી મને અવકાશ મળશે ત્યારે. સર્વે ભેદ હું આપને જણાવીશ.

અલીબાબાએ તેજ વખતે ચતુર અને કાર્યકુશળ સેવકોને બોલાવ્યા અને એક મોટો ઉંડો ખાડો ખોદાવ્યો અને સર્વે લાસોને એમાં દાટી દીધી.

જ્યારે આ કામથી અવકાશ મળ્યો ત્યારે મરજીનાએ સર્વ કથા અથ ઇતિ સંભળાવી અને કહ્યું કે આવી રીતે તે ચોરોનો સરદાર તેઓની પાસે આવ્યો અને તેમને રાત્રે જાગવાનો હુકમ કર્યો તે સાથે આપને મારવાનો પણ પ્રબંધ કરી દીધો હતો. એ કારણથી મારા મનમાં બદલો લેવાનો આવેશ થઇ આવ્યો અને મેં કડાઇમાં તેલ કડકડાવીને એ લોકોને યમલોકમાં પહોંચાડી દીધા.

અલીબાબા આ વાત સાંભળીને ઘણોજ ખુશી થયો. અને કહ્યું કે, મારૂ જીવવુ. મરજીના ત્હારેજ લીધે છે નહી તો હું ફસાઇ ગયો હતો. અને આ લુચીબલાને આપડા ઘરમાં લાંવી ચૂક્યો હતો. પછી અલીબાબાએ. તે ખચ્ચરોને બબે ત્રણ ત્રણ આપીને બજારમાં વેચાવી દીધાં.

હવે પેલા નાઠેલા દુષ્ટના હાલ સાંભળો કેઃ- તે મૂર્ખ તે શહેરમાં હતો. તેણે વિચાર કર્યો કે, જુઓ મીયાં ઠગના સરદાર ! આપણે અલીબાબાને માર્યો નહિ ત્યાં સુધી કંઇ કામ કર્યું નહી. અગર જો તેને ન માર્યો તો આપણું જીવવું પણ વ્યર્થ છે. અને આ સઘળી દોલત નષ્ટ ભ્રષ્ટ થઇ જશે. અને આ ખજાનાથી તે

ધુર્ત વાકેફ થઇ ગયો છે. એટલે તે આમાંથી સર્વ ખજાનો લઇ જશે. અને આપણું હૃદય ભસ્મ કરી દેશે. હવે આ વખતે કોઇને પણ હું મારી સાથે રાખીશ નહી. હું એકલોજ તે અલીબાબાને મારીશ. તેને નર્કદ્વારમાં પહોંચાડીશ. પછી તેના સર્વ નોકરોને પાસે રાખીને વંશપરંપરા આ ચોરીનું કાર્ય કરીશ.

સ્હવારે ઉઠીને તે ચોરોનો સરદાર શહેરમાં જઇને એક ધર્મ-શાળામાં ઉતર્યો. તેણે પોતાનો ચહેરો સોદાગર વેપારીના જેવો બનાવ્યો. મનમાં વિચાર કર્યો કે આ શહેરમાં ખુન થયું છે. માટે અવસ્ય રાજાજી સુધી ખબર પહોંચશે. એ પણ ખબર નથી પડતી કે, અલીબાબા પકડાઇ ગયો હોય અને તેની મીલ્કત ધર જપ્ત થયાં હોય.

સરદારે ભઠીયારા (રસોયા)ને બોલાવીને પુછયું– કાંઇ નવીન હકીકત આ શહેરમાં બની છે? જે કાંઇ હોય તે વર્ણન કરો.

તેણે સર્વ વર્ણન કર્યું. પરંતુ મતલબનું એક પણ વાક્ય ન મળ્યું. અફસોસ કરવા લાગ્યો કે અલીબાબા ધણોજ બુદ્ધિમાન જણાઇ આવે છે. તેણે મારા ખજાનાની દોલત આટલી બધી ચટપ કરી. અને એટલા બધાં ખૂન કર્યા, પરંતુ તે પોતાની ચાલાકીથી હજુ સુધી બચી ગયો છે. એમ ન થાય કે હું પણ ત્હેના હાથે માર્યો જાઉં. પછી તે અલીબાબાને ફસાવવાને માટે સારો સારો માલ પોતાના ખાનગી ખજાનામાંથી લઇ આવ્યો. અને બજારમાં એક દુકાન ખરીદી સર્વ માલ તેમાં ભરીને વેપારી બનીને બેઠો. સંયોગ વશ તેની દુકાન પણ ત્યાં હતી કે જ્યાં કાસમની દુકાન પણ હતી. કાસમનો બેટો કે જે હાલ અલીબાબાનો વારસ છે તે તે દુકાન ઉપર બેઠો [illegible] સરદારે પોતાનું નામ ખ્વાજા હસન પ્રખ્યાત કર્યું. અને

તેણે થોડીજ વખતમાં આસપાસના દુકાનદારોથી ઓળખાણ પિછાણ કરી લીધી. સર્વેની મિત્તિ સંપાદન કરી. મુખ્યત્વે કરીને અલીબાબાના બેટાથી તો તે ઘણાજ સ્નેહથી વર્તવા લાગ્યો. એમ કરીને તે પોતાની પ્રપંચ જાળમાં ફસાવવા લાગ્યો.

અલીબાબાનો બેટો યુવાન સુંદર અને સુઘડ હતો. ઉત્તમ ઉત્તમ વસ્ત્રો અને શોખીન વસ્તુઓનો તેને ઘણોજ શોખ હતો.

ચોર સરદાર એક સરખી રીતે હેની દુકાન ઉપર આવીને બેસતો હતો અને અલીબાબાનો દીકરો પણ હેના ઉપર હેત રાખતો હતો. અને અલીબાબા પણ પોતાના દીકરાની દુકાન ઉપર આવીને બેસતો હતો અને તેના ચાલ્યા જવા પછી ખ્વાજા હસન પૂછતો કે એ હમારાં કોણ સગા છે ? તેણે કહ્યું કે—એ મારા સગા બાપા છે, અને તેઓનું નામ અલીબાબા છે. એ વાતને સારી રીતે સમજીને તે હવે હેને ફસાવવાની યુક્તિ કરવા લાગ્યો. પોતાની દુકાનમાં અલીબાબાના બેટાને બેસાડીને સારૂં સારૂં ભોજન પોતાને હાથે બનાવતો. અને તે સ્વાદિષ્ટ ભોજન અલીબાબાના બેટાને ખવડાવતો.

અલીબાબાના બેટાએ પણ વિચાર કર્યો કે—એક દિવસ હેની પરોણાગત કરવી કે તે પરોણાગત જેવી તેવી નહીં પણ ઘણાજ સ્નેહથી કરવામાં આવે. છેવટે હેણે પોતાના પિતા અલીબાબાને કહ્યું કે—હું પોતાના મિત્રને આમંત્રણ કરવા ઇચ્છું છું. હેમાં તે બાબતમાં આપનો શો વિચાર છે ?

અલીબાબાએ કહ્યું—કોઇ હરકત નથી. તેની પરોણાગત કરો. કાલે શુક્રવાર છે, ને સાથે સાથે બંને જણા જુમા મસીદમાં આવો.

ત્યાંથી ફરતા ફરતા ત્હેને પોતાને ઘેર લઇ આવો. ને હું મરજીનાને કહીશ કે–તે ઉત્તમ સ્વાદિષ્ટ ભોજન બનાવે. ખુરશી ટેબલ તૈયાર રહેશે, સર્વ વિલાસની વસ્તુઓ પણ તૈયાર રહેશે. ત્હમારે કંઇ પણ ચિન્તા કરવાની નથી. ત્હમારા મિત્રની પરોણાગત પ્રિતિપૂર્વક ઉત્તમતાથી કરીશું.

બીજે દિવસે છોકરો ખ્વાજાહસનને પોતાને ઘેર લાવ્યો. તે (ચોર) ઘણોજ પ્રસન્ન થયો. તેની અશાન્તાઓ પ્રફુલ્લીત થયેલી સમજ્યો. અલીબાબાની સાક્ષાત મુલાકાત થઇ. અને ઘણીવાર સુધી વાતો થઇ. અલીબાબાએ ખાવાને કહ્યું. તો ખ્વાજાહુસને. તદન્ અસ્વિકાર કર્યો. અને કહ્યું કે, હુ આજકાલ એકરોગથી ઘેરાયલો છું વૈદ્યે. મીઠું (ખારૂ) ખાવાની ના પાડી છે. એ માટે હું ખાઇ શકતો નથી.

અલીબાબાએ કહ્યું. શું થયું ? આપ. મીઠું (ખારૂ) ખાતા નથી તો. મીઠાઇતો. ખાઓ છો કે નહી ? મીઠી જલેબી ખાજા, બરફી ખાઓ અથવા. દહીં ખટાશ તો આપ માટે તૈયાર છે. મીઠા (ખારા) ની બનેલી ચીજોને છોડી દેજો.

પછી અલીબાબા મરજીનાની પાસે આવ્યો. અને કહ્યું કે. આ અતિથી. મીઠુ ખાતો નથી. માટે તું. મીઠાઇની બનાવેલી ચીજો જલદી આ ટેબલ ઉપર મુકીજા.

ઉડતી ચલ્લીઓને પિછાણવાવાળી મરજીનાના કાન આ સર્વે હકીકત સાંભળતાં. ઉભા થઇ ગયા. અને તેણીએ વિચાર કર્યો કે. અવસ્ય "દાળમાં કાળું છે." ને કોઇ નવો ભેદ. પ્રગટ થવાવાળો છે. અલીબાબાને પૂછ્યું. ઠીક આ વખતે કોણ ? એવો માણુસ છે કે. નીમક (મીઠું) ખાતો નહી હોય ?

અલીબાબાએ ધમકી આપીને કહ્યું;-તને. શુમતલબ ? કોઇપણ હશે.

જ્યારે મરજીના ટેબલ ઉપર ભોજન મુકવા ગઇ ત્યારે એક ક્ષણવારમા ચોરને ઓળખી ગઇ. હજારો રૂપિયાના વસ્ત્રના ભૂષણો ધારણ કરીને તે ચોર પોતાની જાતને છુપાવી બેઠો હતો. પણ મ-જીનાની દ્રષ્ટિથી તે છુપાયો નહોતો.

વળી મરજીનાએ જોયુ તો તેની કમ્મરમાં ખંજર સંતાડેલુ હતું. તેણીએ જાણ્યું કે આ બદમાસ મારા માલીકનો જાન લેવા ચ્હાય છે. એ માટે ત્હેને મીઠુ ખાવુ નથી. પછી મનમાં વિચાર કર્યો કે, આજરાત્રે મારા માલીકનો જીવ લેશે. પરંતુ હું તેનો સાંજ પહેલાંજ અંત લાવીશ. આ હરામખોરને જહાન્નમ ભેગો કરી દઇશ.

ટેબલ ઉપર ભોજન મુકીને મરજીના ઘરમાં ગઈ. અબ્દુલ્લા નામના જુના સેવકની સાથે મળીને. પોતાના કામનો વિચાર કર્યો

અલીબાબા વિગેરે જ્યારે ખાઈ રહ્યા. ત્યારે મરજીનાએ દસ્તર-ખાન ઉપાડયું. અને મેવાની રકાબીઓ મુકી. તથા દારૂની બાટલીયો અને ત્રણ ગ્લાસ મૂકીને મરજીના ખાવાને બ્હાને ત્યાંથી ચાલી ગઇ.

મરજીના જલદી જલદી પોતાનો પ્રબંધ કરવા લાગી તે ડરતી હતી કે એમ ન થાય કે: દારૂ પીતાં પીતાં તે મારા માલીકનો જાન લે.

અહીં ખ્વાજાહસન વિચાર કરી રહ્યો હતો કે આ ઠીક વખત હાથમાં આવ્યો છે. હવે દારૂ પીવડાવી પીવડાવીને. બન્નેને. ચકચુર કરી દેઉ. છોકરાને નિસ્સામાં સુવાડી દઇશ ને પછી. અલીબાબાના

હ્રદયનુ લોહી વહેવડાવું. અને બાગના રસ્તાથી નાશી જાઉં. કદીપણ આ શહેરમાં મોંઢું બતાવવુ નહી. અને જો વખતે અલીબાબાનો છોકરો સરકાર દરબાર જશે તો. ત્હેને પણ ભીખ માગતો કરી દેઉં.

અહીં મર્જીનાએ રંડીઓના જેવા નાચવાનાં કપડાં પહેર્યાં. અને મ્હોડા ઉપર રૂમાલ નાખી દીધો. અને પોતાની જાતને સારી રીતે છુપાવી દીધી. અને કમ્મરમાં ખંજર, મૂકી રાખ્યું. અને સારાં તબલાં બજાવવા વાળા અબ્દુલ્લાને પણ દાઢી વિગેરે. લગાંડીને તેની જાત છુપાવી દીધી અને એક રસ્તેથી નીકળીને બીજે રસ્તે દાખલ થઈને તબલાનો અવાજ કર્યો. અલીબાબાએ અતિથીને ખુશ કરવાને માટે રાંડ સમજીને બોલાવી. હાવ, ભાવ કરતી મરજીના. મરજીનાબાઈ બનીને મકાનમાં દાખલ થઇ

અલીબાબાએ ત્હેને હુકમ કર્યો, કે એવી રીતે નાચો અને ગાઓ કે, અમારા અતિથીનુ ચિત્ત પ્રસન્ન થઇ જાય.

પછી ખ્વાજાહસને કહ્યું કે, જનાબ ! આપે મારા સન્માનમાં ઉંચી જાતનો સામાન રાખ્યો. અને મારી જે પરોણાગત કરી તેનો આભારી છું.

એ પછી મનમાં કહેવા લાગ્યો કે, આ દુઃષ્ટરંડા ક્યાંથી આવી ? કે મારા કામમાં ફોકટ. વિઘ્ન કર્યું ?

એ પછી મરજીનાબાઇએ નાચવાનો આરંભ કર્યો. અને અબ્દુલ્લો તબલા બજાવવા લાગ્યો. મરજીનાએ આઠે ક્લાથી નાચવા માંડ્યું. એ પછી નિચે લખેલી ગજલ ઉત્તમતાથી ગાવા માંડી.

गज़ल.

जफाही करना सीतमही करना,
निगाहे उल्फत कभी न करना. १

तुम्हे कसमहै हमारे सीरकी,
हमारे हकमे कभी न करना. २

कहो का आना कहो का जाना,
वे जाने तही नहीं ये रस्में ३

यहां है चायेकी भीये सुरत,
कभीतो करना कभी न करना. ४

हमारी मैयत पे तुम जो आना,
तो चार आंसु बहा के जाना. ५

रहे जरा पास आबरुभी,
कहीं हमारी हंसी न करना ? ६

વિગેરે: વિગેરે: વિગેરે:

પછી મરજીનાએ કમ્મરમાંથી ખંજર બહાર કાઢ્યું. અને હાથમાં લઇને નાચવા લાગી એ નાચ લોકોને ઘણોજ ગમ્યો. મરજીના કોઈ વખત ખંજર બગલમાં રાખતી તો કોઇ વખત કમ્મર અને ખભા ઉપર રાખતી બહુજ સુંદર અજાયબી નાચ દેખાતો હતો પછી

તેણીએ ડાબા હાથથી. મોઢા ઉપરનો રૂમાલ સંભાળ્યો (લાજકાઢી) અને જમણા હાથમાં ખંજર લઇને. જેમ દરેક ગુણીકાઓ ઇનામ લેવા માટે નીકળે છે. તેમ કાયદા પ્રમાણે તે અલીબાબાની આગળ આવી.

અલીબાબાએ એક અસર્ફી કહાડીને ત્હેને આપી. એ પછી અલીબાબાના દીકરાની પાસે ગઇ અને ત્હેણે પણ એક અસર્ફી આપી.

ખ્વાજાહસને જોયું. કે તે મ્હારી પાસે આવશે. એમ જાણી પહેલાંથીજ અશર્ફી પાકીટમાંથી કાઢવા લાગ્યો. મર્જીનાએ આવીને તેનો પણ એક હાથ પ્રેમ ભરી રીતે પકડી રાખ્યો. અને બીજા હાથમાંનુ ખંજર ચાલાકી વાપરીને ખ્વાજાહસનની છાતીમાં ભોંકી દીધું. તે તેજ વખતે ય મ લોકમાં રવાના થયો. મોંઢાથી એક શ્વાસપણ નિકળી શકયો ન હિં

જ્યારે તે મરી ગયો ત્યારે મરજીનાએ મોઢા ઉપરનો કપડો દૂર ફેંકી દીધો. અલીબાબા મરજીનાને દેખીને આશ્ચર્ય મુગ્ધ થયો. અને કહ્યું કે-તેં મને નાહકનું બદનામ આપ્યું હવે હું માર્યો જઇશ. ને રાજાજીનો અપરાધી ઠરીશ.

મરજીનાએ કહ્યું—ઇશ્વરનો ઉપકાર કે ત્હમારો જીવ બચ્યો. જરા તેને ઓળખો કે એ કોણ છે ? ચોરોનો સરદાર અને તેલનો વહેપારી છે. આજ તમને મારવાની તેણે અચ્છી જુકિત લગાડી હતી. કરામત ઘણીજ સારી હતી. ત્હેની કમરમાં ખંજર છે. જુઓ એ પરોણાગત કરવા આવ્યો હતો કે ત્હમને મારી નાંખવા માટે !

અલીબાબાએ ખંજર જોયું અને મરજીના ઉપર ઘણોજ પ્રસન્ન થયો. મરજીનાને પોતાને ગળે વીંટાળી દીધી અને કહ્યું કે-ને મારા

# બે સખીની વાતચીત.

સાંભળ બ્હેન ?



ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે. હું ત્હારો આભાર કોઈ પણ રીતે વાળી શકું એમ નથી. હવે ત્હારાં લગ્ન મારા દીકરાની સાથે કરવા ધારૂં છું. ત્હને મારી માલ મીલ્કત આપવાને ચાહું છું

મરજીના આ વાત સાંભળીને ઘણીજ પ્રસન્ન થઈ. પછી અલીબાબાએ પોતાના દીકરાને કહ્યું-દીકરા ! એણીયે બે વાર મારો જીવ બચાવ્યો, ને તું તેની સાથે લગ્ન કર.

સાંભળી ત્હેણે પણ સ્વિકાર કર્યો. પહેલાં તો તે ચોરની લાસ બાગમાં છુપાવી દીધી. પછી કાજી સાહેબને બોલાવીને મરજીનાનાં લગ્ન પોતાના દીકરા સાથે કરી દીધાં, પછી પેલા "સમ સમ" વાળા ભોંયરાની મિલ્કત જે લાખો, કરોડોની હતી તે અલીબાબા પોતાને ઘેર લાવ્યો અને પોતે ઇશ્વર ભજન કરવા માંડ્યું. મસીદ, તળાવ બંધાવ્યાં અને ગરીબોને માટે ધર્મશાળા, મુસાફરખાનાં કરાવ્યાં અને આનંદથી પોતાની જીંદગી ગુજારવા લાગ્યો. ઇતિમ્.



# स्वदेशी व्रत

अने



# शीव पूजन विधि.

# સ્વદેશ પ્રેમીઓ માટે—રેંટીઆનું ભજન.

ધીરો ધીરો ચાલે રે, મીઠો મીઠો ગાજે રે (૨)
રૂડો મારો રંટીઓ હો...જી;
આ...રેં...ટીઆમાં, દેશોદયના નીકળે તા...ર,
એ...તારે...તારે, ભાળું ભારતનો ઉદ્ધાર..........ધીરો ધીરો૦
ત્રાક રૂડી પંખા રૂડા, ઉજ્વળ એ...નો ના...દ;
ઉજ્વળ પુણી ઓપતી, ઉજ્વળ મ્હારા હા...થ.
દેશી મારા દેશ...ને, ઉજ્વળી ઉજ્વળ સા...થ.
દુઃખો સહુ હરતો રે, અભયપણે ફરતો રે..........રૂડો મારો૦
દયા ક્ષમા ને દીનતા, ત્રણુનો કાંત્યો તા...ર;
સુંદર રંગે શો...ભતો, દે સુખ તેહ અપા...ર,
મમ દુઃખીઆનો દિલાસો રે, વિપત્તિનો વિસામો રે (૨)......રૂડો૦
આ રેંટીઆથી...નિપજે, સુંદર ખાદી રા...જ.
એ...રાજે રાજે, સ્વરાજ્ય આવે છે પાસ..........ધીરો ધીરો૦
દીધો મારગ ગાંધીએ, દીઠો નેહાત્મા પા...સ;
અંતરના ઉલ્લાસથી કાંતો, એને ખા...સ.
સ્વર્ગ થકી તીલક કહે, પાંડેચરીથી અરવિંદ,
ગરીબોનો બેલી રે, દુખડાં દેશે ઠેલી રે..........વહાલો મારો૦
આ...દેશમાંથી, લક્ષ્મી લુંટાઇ ગઇ આજ,
એ લુંટે લુંટે...હિંદ થયું છે તા...રાજ..........ધીરો ધીરો૦
પરદેશી કાપડ થકી, દેશ થયો બેહા...લ;
છોડો મોહિની તેહની, ધરો ખાદી પર વહા...લ.
હિંદુ, મુસલમીન, પારસી, ને ખ્રિસ્તી મમ ભાઇ;
વદે સેવક ત્રીકમ રે, નેતાને છોડાવે રે..........વહાલો મારો૦

લી. ત્રી. કે. ભટ્ટ—અમદાવાદ.

# સ્વદેશ પ્રેમિ સજ્જનો માટે રેંટીઆનું ભજન.

મોક્ષ માર્ગનું કારણે રે, ધર્મ અર્થ ઉદ્ધારણઃરે. ગાંધીજીનો રેંટીઓ હોજી.

એતો આપે સુતરને તાંતણે સ્વરાજ (૨) મોક્ષ માર્ગનું. (ટેક.)

સવારે ઉઠીને કાંતું, બપોરે જમીને કાંતું, રાત્રે સુતા પ્હેલાંએ કાંતું.

ફરતાં ને ફરતાં કાંતું, રામનામ સ્મરતાં કાંતું, વખત મળે કાંતું કાંતું રે:

ગાંધીજીનો રેંટીયો હોજી એતો આપે.

કાંતે સતપંથ બતાવે, તન્મયતા તુર્ત શિખાવે, અનાહદ નાદ સુણાવે,

તુટતા તંતુ સંધાવે, સુતરના ગંજ બનાવે, સુતરને ગોળે જંગ જમાવે રે.

ગાંધીજીનો રેંટીયો હોજી—

વસ્ત્રોના દુકાળ ટાળે, આર્થિક અવનતિને બાળે, લાખો ગરીબોને સુખે પાળે

દુશ્મનનાં હૈડાંબાળે, સુહૃદનો હર્ષ ઉછાળે, જગજન સહુ કૌતુકથીજ નીહાળેરે

ગાંધીજીનો રેંટીયો હોજી—

વકીલો કોરટને ત્યાગે, શાળા તજી છાત્રો ભાગે, તે સર્વે વસ્તુ એક માગે

લાંબી નિંદરથી જાગે, છતાં થાય સૌથી આગે, વ્હાલો હિંદીને તેથી લાગે રે

ગાંધીજીનો રેંટીયો હોજી—

એતો આપે સુતરને તાંતણે સ્વરાજ (૨) મોક્ષ મારગનું કારણુ રે

ધર્મ અર્થ ઉદ્ધારણુ રે—ગાંધીજીનો રેંટીયો હોજી—

( કૃષ્ણપ્રસાદ. )

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાભાઈ મંગળદાસે છાપ્યું.
પાંચકુવા—અમદાવાદ.